# OE 48 -Open letter to Sadhus supporting Satpanth / સતપંથને સમર્થન કરનાર હિંદુ ધર્મના સાધુ સંતોને ખુલ્લી ચિઠ્ઠી

http://www.realpatidar.com/a/oe48 November 18, 2012

Print this entry

(In Gujarati Language) ૧૮-૧૧-૨૦૧૨

સતપંથને સમર્થન કરનાર હિંદુ ધર્મના સાધુ સંતોને ખુલ્લી ચિઠ્ઠી...

**વિષય: અખિલ ભારતીય સંત સમિતિનું અધિવેશન તા.૧૭-૧૮-૧૯ નવેમ્બર ૨૦૧૨ મું પીરાણા, અમદાવાદ બાબતે**

હાલમાં અખિલ ભારતીય સંત સમિતિનું અધિવેશન તા.૧૭-૧૮-૧૯ નવેમ્બર ૨૦૧૨ મું પીરાણા, અમદાવાદમાં યોજાઈ રહ્યું છે. તેમાં સાધુ સંતો દ્વારા સતપંથને ટેકો આપી રહ્યા છે. કોઈ પણ અન્ય ધર્મી લોકોને સનાતન હિંદુ ધર્મમાં ભેળવવા માટે થતા પ્રયત્નોને બિરદાવવા જોઈએ.

સંત સમિતિ દ્વારા સતપંથને હિંદુ ધર્મમાં ભેળવવા માટે ઘણા વર્ષોથી પ્રયત્નો થઇ રહ્યા છે. આટ આટલા પ્રયત્નો પછી પણ જોઈતી સફળા કેમ નથી મળી? કોઈ તેમનો ગેર ઉપયોગ તો નથી કરતોને? બે-બે દાયકાઓનો વિશાળ સમય અંતર પછી સતપંથી લોકોના વ્યવહારમાં કેટલો ફરક પડ્યો છે?

**૧) સતપંથીઓ દ્વારા હિંદુઓને તોડવાના પ્રયત્નો:** આપ જાણતા હશો કે સતપંથના અનુયાયીઓનો મુખ્ય અને બહુજ મોટો વર્ગ કચ્છ કડવા પાટીદારનો (ક.ક.પા.) છે. આવા સાધુ સમ્મેલનના કારણે સમસ્ત ભારતના કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના સતપંથી ભાઈઓ, તેમના ચોખ્ખા સનાતની ભાઈઓને હેરાન પરેશાન કરવાના કિસ્સાઓ વધતા જાય છે. ચોખ્ખા સનાતન હિંદુ ધર્મ અપનાવેલ ક.ક.પા. જ્ઞાતિની સંસ્થાઓમાં ઘૂસીને તેની સંસ્થાઓને તોડવાનું કામ કરી રહ્યા છે. સમાજની સામાન્ય મીટીંગો બોલાવવામાં આવે તો ફક્ત હેરાન કરવાના હેતુથી કામ અટકાવવા માટે કાનૂની સ્ટે (રોક) નો આદેશ લઇ આવવામાં આવે છે. વિદ્યાર્થી માટે બનાવેલ હોસ્ટેલને એક સુનિયોજિત કાવતત્રા ના માધ્યમથી એક અલગ ટ્રસ્ટ બનાવીને તેમાં તે પ્રોપર્ટી ફેરવી નાખવામાં આવે છે. તેમજ કચ્છના દરેકને દરેક ગામોમાં કેટલાક લોકો પર અસંખ્ય, તદ્દન ખોટા, કોર્ટ અને પોલીસ કેસ કરીને હેરાન કરવામાં આવેલ છે.

**૨) હિંદુઓને તોડવા માટે તદ્દન ખોટા કોર્ટ અને પોલીસ કેસો કરવામાં આવે છે:** ૯૮ વર્ષના બાપા જે પોતાના પગ પર ઉભા પણ ના થઇ શકતા હોય તેવા વડીલ પર માર પીટના ખોટા કેસો કરવા, ભારતભારના મુખ્ય સનાતન સમાજોમાં સતપંથીઓ દ્વારા જગડા કરીને તોડવાના પ્રયત્નો કરવા, મુંબઈની સમાજોમાં જ્યાં ત્યાં જગડા કરવા... વગેરે વગેરે. આવું કેમ થઇ રહ્યું છે? કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાં સનાતન સમાજ અને સતપંથ સમાજ એમ બે સમાજો વર્ષોથી અલગ છે. કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાં સનાતન સમાજની સ્થાપનાને લગભગ ૫૦ વર્ષ થયા છે, જયારે ૫૦૦ વર્ષોથી વધારે સમય સતપંથ સમાજને થયો છે.

**૩) સનાતની ઉદારતાની સામે તેમની સંસ્થાને તોડવાનું કાવતરું:** સતપંથ સમાજથી અલગ થઇ સનાતની સમાજની સ્થાપના કરવામાં આવી. કચ્છ કડવા પાટીદારના જે લોકો મુસલમાની ધર્મ છોડીને સનાતન વૈદિક ધર્મ અપનાવ્યો, તે લોકોએ સનાતન સમાજની સ્થાપના કરી. સનાતન સમાજના સંતોએ એવો આદેશ આપેલ હતો કે પોતાના ભૂલેલા મુસલમાન સતપંથી ભાઈઓ જયારે પાછા હિંદુ ધર્મ અપનાવે ત્યારે તમે તેમને સ્વીકારી લેજો. ધીરે ધીરે સતપંથી હિંદુ

બનતા ગયા. સતપંથ ખતમ થવાની અણીએ આવી ગયું હતું. સતપંથના પ્રચારકો ઘબરાઈ ગયા. સતપંથીઓ હિંદુ બની શકે એટલા માટે સનાતની સમાજમાં સતપંથીઓને આવવાની છૂટ હતી. સંત સમિતિનો સમર્થન મળ્યા બાદ સતપંથી લોકોમાં હિમ્મત આવી ગઈ અને સનાતન સમાજની સંસ્થાઓની અંદર રહી સનાતની સંસ્થાને તોડવાનું કામ કરવા લાગ્યા. હજારો પુરાવાઓ અને દાખલાઓ છે. શું સંત સમિતિ એવા લોકોને સાથ આપશે જે સનાતન વૈદિક હિંદુ લોકોની સંસ્થાઓને તોડવાનું કામ કરી રહ્યા છે? ધ્યાનમાં રાખવાની વાત છે કે જો કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિની સનાતન સમાજ તૂટસે તો તેનો સીધો ફાયદો સતપંથીઓને થશે. ત્યારે સતપંથીઓ ઈમામશાહ અને નિષ્કલંકી નારાયણના અસલી મુસલમાની રૂપને સામે રાખશે અને લોકોને મૂળ મુસલમાન સતપંથી ગ્રંથ દેખાડીને મુસલમાન બનાવવાનું કામ શરુ કરશે. ત્યારે સંત સમિતિની તેમને જરૂર નહિ હોય. સંતોની જગ્યાએ મુસલમાન સૈય્યદોને બોલાવવામાં આવશે. ત્યારે સંત સમિતિ રોકવા માટે કંઈ નહિ કરી શકે. અગર આવું થાય તો સંત સમિતિના સંતો પોતાને માફ નહિ કરી શકે.

**<u>૪) સ્વ-બચાવ માટે સનાતની સમાજએ લેધેલા પગલાંઓ:</u>** જયારે સતપંથી ભાઈઓ સનાતની સમાજમાં ભાંગ ફોડ કરવાનું કામ કરતા હતા, ત્યારે તેવા સતપંથી ભાઈઓને પ્રેમથી બેસાડીને ઘણી વખત સમજાવવામાં આવ્યું, વિનંતી કરવામાં આવી કે સનાતન સમાજ સાથે ચેડા કરવાનું બંદ કરી દો. પણ સતપંથી ભાઈઓને બહુ ગુમાન હતું. સંતોના સમર્થનના કારણે તેમનો મનોબળ ઊંચું હતું. કોઈની વાત ના સાંભળી. તેવો સનાતની સમાજના લોકો સામે તદ્દન ખોટા કેસો કરતા રહ્યા. સનાતન સમાજની સંસ્થાને નુકસાન કરતા રહ્યા.

જયારે પરીસ્થીતી અસહ્ય બની ગઈ ત્યારે ના છૂટકે સનાતની સમાજને પોતાના સ્વ-બચાવ માટે પગલાં લેવા પડ્યા. આદિ શકારાચાર્ય દ્વારા ચાર સ્થાપેલ મઠોના શકારચાર્યો, જે હિંદુ ધર્મમાં સર્વોચ્ચ છે, તેમના દ્વારા સતપંથને મુસલમાન ધર્મ તરીકે જાહેર કરવો, ઈન્ટરનેટ પર સતપંથ મુસલમાન ધર્મ હોવાના અસંખ્ય પુરાવાઓને લોકો સામે રજુ કરવા, જેવા અન્ય અસંખ્ય કાર્યો શરુ કરવામાં આવ્યા. સાધુઓમાં જ્યાં જ્યાં મત ભેદ હોય, ત્યાં હિંદુઓમાં સર્વોચ્ચ ગણાતા એવા શંકરાચાર્યથી ઉપર કોઈ નથીને. પછી ભલે બીજા સંતો ગમે તેમ બોલે. સતપંથીઓને આના કારણે બહુજ મોટું અને કાયમી નુકસાન થયું છે. હવે તો પરિસ્થિતિ એવી એવી થઇ ગઈ છે કે લોકો કહે છે કે કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાંથી સતપંથને ખતમ કરી નાખો. જયારે એક મોટી સંસ્થા બીજી નાની સંસ્થા સાથે લડે તો નુકસાન વધારે કેનું થાય? સંસ્થા દ્વારા છેડવામાં આવેલ લડાઈને બંદ કરાવી સહેલી નથી. સંતો તો બહારના છે. પોતાના ભાઈઓ સાથે સતપંથીઓ કેટલા વર્ષો લડી શકશે. ખુબ વિનમ્રતાથી કહું છું કે સતપંથી લોકો જો સનાતની સમાજને સુખેથી જીવવા નહિ દે, તો સતપંથી લોકોનું જીવવું ભારે થઇ જશે, તેમાં બે મત નથી. સચ્ચાઈની સામે ખોટું ટકી નહિ શકે, એ આપ સ્વ-મુખે વારમ વાર કહેતા રહો છો. સનાતની સમાજ સત્યના પક્ષમાં છે, તે પણ આપ બહુ સારી રીતે જાણો છો.

**<u>૫) પરિસ્થિતિના જવાબદાર કોણ?</u>** આવી પરિસ્થીતીના જવાબદાર કોણ છે? આનો જવાબદાર હોય તો કેવળ સતપંથીઓ છે. તેમનું ખોટું ગુમાન છે અને સતપંથ પ્રચારકોનો, સનાતની સમાજને તોડવાનો, છૂપો એજેન્ડા છે. આજે પણ સતપંથીઓ દ્વારા ખોટા કેસો ચાલુ છે. જો તેવો પ્રેમથી સમજાવ્યા તેમ સમજી ગયા હોત તો આજે તેમની પોલ બહાર પાડવાની અમને કોઈ જરૂર નોહતી અને અમો કરત પણ નહિ.

**<u>૬) સતપંથના પ્રચારકોની મનમાની:</u>** સાધુ સંતોનો વિશ્વાસ જીતીને શું સતપંથના પ્રચારકો પોતાનું ધાર્યું અને છૂપું લક્ષ્ય માટે કામ નથી કરતા? અગર સંતોની વાત તેમને માનવી હોય તો ઈમામશાહ અને નિષ્કલંકી નારાયણને છોડી કેમ બીજા કોઈ પણ હિંદુ દેવને અપનાવી કેમ નથી લેતા? કારણ કે સતપંથના અનુયાયીઓનો બહુ મોટો વર્ગ ઈમામશાહને છોડી ચોકેલો વર્ગ હતો. અનુયાયી તો ઈમામશાહને છોડવા તૈયાર છે, જે સંત સમિતિના પ્રયાસોના કારણે હિંદુ ધર્મ છોડીને પાછો ઈમામ શાહને માનવા લાગ્યો. શું સંતો આવું ચાહતા હતા? અનુયાયીતો ઈમામશાહને છોડવા

તૈયાર છે. તેવો મુસલમાન બની જશે તેવો કોઈ ભય છેજ નહિ. સંત સમિતિ શા માટે આવો ભય રાખે છે.


**૭) પરિણામ:** ચોખ્ખા વૈદિક સનાતન હિંદુઓને હેરાન પરેશાન કરીને તેમને તોડવામાં આવતા પ્રયાશોને શું સંત સમિતિ પરોક્ષ રીતે અનુમોદન નથી આપી રહી? શું હિંદુઓ હેરાન પરેશાન થાય અને મુસલમાન ધર્મ અપનાવવા મજબુર થઇ જાય એવું સંત સમિતિ ચાહે છે? એક વખત કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાં સનાતની સમાજ તૂટશે તો ઘણા હિંદુ એક મુસલમાનને પોતાનો ઈષ્ટ દેવ તરીકે માનવા લાગશે. શું સંત સમિતિ આવું કરવા માંગે છે?

જો સંતોને ઉપર જણાવેલ વાતમાં સચ્ચાઈ જોશે, તો તેમને વિચાર કરતા થઇ જવું પડશે. ક્યાંક તેમનાથી ભૂલ થઇ રહી છે, તેમાં બે મત નથી.

રીયલ પાટીદાર email: mail@realpatidar.com

## Related Posts